શ્રી સરસ્વત્યૈ નમઃ

# કન્યા સુબોધ શિક્ષક.

( બાળાઓને સદ્બોધ સાથે સુંદર ગીત સંગ્રહ. )

છોડ ઉછેરે સ્નેહિ; સુંદર મધુ-ફળ સદાય ખાવાને:
કન્યાને કેળવણી, ઉત્તમ કુળ-વધુ સુમાત થાવાને.
(લેવાડાકર)

ગુજરાતી હિંદુ કન્યાશાળાઓ માટે ખાસ


પ્રયોજક અને પ્રકાશક:—

**ઠક્કુર હરિરામ ભાગ્યચંદ પલણ.**

**પ્રિન્સેસ સ્ટ્રીટ નાનકવાડા કરાચી.**

ચૈત્ર ૧૯૮૩. ] [ પ્રત ૧૦૦૦


**કિંમત:-**

વાંચન, વિચાર અને તદનુસાર વર્તન.

શ્રી સરસ્વત્યે નમઃ

# કન્યા સુબોધ શિક્ષક.

( બાળાઓને સદ્‌બોધ સાથે સુંદર ગીત સંગ્રહ )

છોડ ઉછેરે સ્નેહે; સુંદર મધુ-ફળ સદાય ખાવાને;
કન્યાને કેળવણી, ઉત્તમ કુળ-વધુ સુમાત થાવાને.

( દેલવાડાકર)

ગુજરાતી હિંદુ કન્યાશાળાઓ માટે ખાસ

પ્રયોજક અને પ્રકાશકઃ—

ઠક્કુર હરિરામ ભાગ્યચંદ પલણ.

પ્રિન્સેસ સ્ટ્રીટ નાનકવાડા, કરાચી.

ચૈત્ર ૧૯૮૩. ] [ પ્રત ૧૦૦૦

કિંમતઃ-

વાંચન, વિચાર અને તદનુસાર વર્તન.

શ્રી આનંદ સાગર પ્રીન્ટીંગ પ્રેસમાં જોશી
નંદરામ પીતાંબરે છાપ્યું.



# નિવેદન

આવા નાનકડા પુસ્તકની પ્રસ્તાવના લખવાની જો કે ખાસ આવશ્યકતા હોતી નથી, તથાપી તેને અંગે જે કંઈ સદ્‌ભાવના પ્રદર્શિત કરવી હોય, તો તે પ્રસ્તાવના તરીકેજ થઇ શકે છે. માટેજ આ લખાણને પ્રસ્તાવનાનાં નામથી ન સંબોધતાં નિવેદન રૂપેજ બે બોલ રજુ કરૂં છું.

મારા પરમ સ્નેહિ મિત્રવર્ય રા. જેરામદાસભાઈ કે જેઓ અત્રેની શ્રી ગુજરાતી હિંદુ કન્યાશાળાનાં સેક્રેટરી છે તેઓશ્રીએ થોડા સમય પહેલાં મને કહેલું કેઃ-"કન્યાશાળા ઉપયોગી કોઇ એકાદ સંક્ષિપ્ત નિબંધ કે ગીત સંગ્રહ લખી આપો તો છપાવીએ." આ વાત મને પણ ગમી. પરંતુ એ અરસામાં મારા જયેષ્ઠ ભ્રાતાનાં લગ્ન પ્રસંગે મારે કચ્છ મુન્દ્રા જવાનું થયું. ત્યાંથી પાછા ફરતાં અમારી સાથે મુન્દ્રા નિવાસી વિદુષી બાઇ ખેતબાઈ પણ પોતાનાં સમ્બંધીઓને મળવા અત્રે (કરાચી) તરફ આવ્યા. એ બાઇનાં મનમાં પણ સ્વયં વૃતિ સ્ફુરી આવી, અને તેમણે પણ મને એવીજ રીતે જણાવ્યું કે 'કન્યાઓને સદ્‌બોધદાયક એકાદ લઘુ પુસ્તક લખો તો છપાવીએ' જો કે આ વાત મારા હ્રુદયમાં પ્રથમથીજ હતી તેને વળી પુનઃ અનુમોદન મળ્યું એટલે તર્તમાંજ મેં એ કામ હાથમાં લીધું, અને જેનું પરિણામ તે આ બાળાઓને સુંદર બોધદાયક નાનકડું પુસ્તક છે.

આ સદ્‌બોધ પ્રેરિત લઘુ પુસ્તક માત્ર બાળાઓને નહિ પરંતુ તેની સાથે દ્વિતિય પંકિતની તરૂણિ-નવવધુઓને પણ ઉપયોગી થઇ પડશે. નિસ્વાર્થ ભાવનાથી ધાર્મિક વિચારોનો બૃહદ્દ પુસ્તક રૂપે પ્રચાર કરવા અત્ર ઉત્તેજનની ઉણપ હોવાથી મુખ્ય વિષયોને સંક્ષિપમાંજ આલેખી આવા નાનકડા પુસ્તકથી ઉદ્દેશને જાળવેલ છે. આશા છે કે પ્રત્યેક શાળાઓ તેમજ ગૃહોમાં આ પુસ્તકનો સારો ઉપયોગ કરવામાં આવશે.

આ પુસ્તકની એક હજાર પ્રતો કન્યાશાળાઓમાં મફત વહેંચવાનાં ફાળામાં શેઠ પ્રધાનજી પ્રાગજી, લક્ષ્મીદાશ કલ્યાણજી, બેલજી લખમશી, શેઠ નારાયણજી કરશનદાશ ધુરીવાલા અને રા. હંશરાજ ચુ. કારીઆ ઇત્યાદિ ધર્મ જીજ્ઞાસુ ભાઇઓએ ભાગ લીધેલ છે જેથી તેમની આવી પરોપકાર વૃતિને ધન્યવાદ છે. અને એવીજ રીતે પૈસાનો સદ્‌ વ્યય કરવામાં પ્રભુ તેમને પ્રતિદિન સુઅવસર અર્પો એવી ભદ્ર ભાવનાથી શ્રી પરમાત્માનો આભાર માની મારૂં આ નિવેદન પૂર્ણ કરૂં છું. અસ્તુ.

નાનકવાડા-કરાચી.<br>શં. ૧૯૮૩ ચૈત્રી ચંદ્ર<br>રવિવાર તા. ૩-૪-૨૭

લી૦ શુભેચ્છક,<br>ઠક્કુર હરિરામ ભાગ્યચંદ પલણ.<br>ઓન; સેક્રેટરી શ્રી ભા. શુ. મિત્રમંડળ

# સમર્પણ



પ્રભુ ભક્તિ પરાયણા વિદુષી,

**બાઈ ખેતબાઇ—કચ્છ મુરૂ.**

શ્રી સદ્ગુરૂની કૃપાથી ધર્મ શાસ્ત્રોમાં આપની અચળ નિષ્ઠા, પ્રભુ ભક્તિમાં શુદ્ધ પ્રીતિ, સત્યતા, સરલતા, વિવેક શીલતા, અને પરોપકાર વૃતિ ઈત્યાદિ ઉચ્ચતમ સદ્ગુણોથી આપ શ્રીમતી વિભુષિત હોવાથી આપશ્રીના પ્રત્યે સ્વભાવિક રીતેજ પુજ્યભાવના ઉપષ્ટિત થાય, માત્ર એટલુંજ નહિ પરંતુ મને આપના ભ્રાતાતુલ્ય માની પ્રતિદિન જે શુભ લાગણી ધરાવતા રહો છો. જેથીજ આપના એવા સરલસ્વભાવથી આકર્ષાઇ આ લઘુ પુસ્તક આપશ્રીના પવિત્ર કરકમળમાં સમર્પિત કરી મને કૃતાર્થ થયેલો માનું છું.

આપનો ભ્રાતા તુલ્ય,

**ઠક્કુર હરિરામ ભા. પલણનાં**

જય સચ્ચિદાનંદ.

॥ શ્રી સરસ્વત્યૈ નમઃ ॥

# બાળાઓને સદ્‌બોધ.



વ્હાલી બાળાઓ !

તમો સર્વ જાણી હંમેશાં સદ્‌વિદ્યા સંપાદન કરવા માટે અત્રે કન્યાશાળામાં આવો છો. વિદ્યા એ એક અમુલ્ય તત્વ છે. વિદ્યાનો મહિમા અપાર છે. પ્રતિદિન સદ્‌વિદ્યા ગ્રહણ કરવાથી મનુષ્યમાં વિવેક, વિનય, સદાચાર ઇત્યાદિ સદ્‌ગુણો પેદા થાય છે. અને જેથી સભ્યતા કિંવા મર્યાદા જળવાય છે. એટલે સર્વ સાથે વિચારપુર્વક અને વિનયી સ્વભાવથી વર્તવું તેનેજ સભ્યતા, મર્યાદા કે શિષ્ટાચાર કહેવાય છે. અત્યારથી તમે જેવું તમારૂં વર્તન રાખશો તેવું જીંદગીભર સુધી રહેશે. માટે દરેક બાળાએ હંમેશાં વિનયથી સ્કુલમાં આવવું. પ્રમાણિકપણાથી વર્તવું, પ્રિય લાગે તેવું સત્ય બોલવું, કોઇ પ્રત્યે પણ ગાળાગાળી કે કટુ વેણ વદવા નહિ કારણકે આપણે બીજાઓને સારા શબ્દોથી-માનથી બોલાવીશું તો તેઓ આપણને પણ માનપુર્વક વિનયથી બોલાવશે. તે વિશે કહયું છે કે:—

હરિગીત.

સુ શબ્દ વદતાં જો પ્રતિધ્વની તે સમો નક્કી થાય છે;
વદિએ કટુ કદી વેણ તો ધ્વની તે સમો સંભળાય છે;
વિનયી થતાં  જાતે નક્કી મનની પુરી ઇચ્છા થશે,
દિલ પારકું  દુભાવતાં  ફિટકાર  કાં નવ પામશે?

માટે કોઇ સમયે પણ પારકાનું દિલ ન દુભાવતાં મીઠાં શબ્દોથી સત્ય બોલવું. વળી સાદાઇથી ચાલવું ક્યારે પણ મર્યાદાનું ઉલ્લંઘન કરીને પોતાની ઇચ્છા પ્રમાણે વર્તવું નહિ. કહ્યું છે કે:—

શાર્દૂલ વિક્રીડિત.

મર્યાદા ધરીને સ્વકાર્ય  કરવું,  સાદાઇથી  ચાલવું,
ઝાઝે આગ્રહ કોઇ પાસ કશુંએ, ક્યારેય ના માગવું,
જે ભાણે પીરસાય જેહ સમયે (તે) ખાવું પુરી પ્રિતથી,
થાવાને જનપ્રિય આ જગતમાં  વર્તોજ એ રીતથી.......

અર્થાત પ્રત્યેકને પ્રિય થઇ પડીએ તેવું મર્યાદાવાળું વર્તન કરવું. તેમ સંગત હંમેશાં સાચાની કરવી. આળસુ કે મુર્ખની સાથે ક્યારે પણ સંગ કરવો નહિ. દરરોજ માથું હોળી કરીને ન્હાવું. પહેરવાનાં કપડાં કે વાંચવાનાં પુસ્તકો વગેરે કંઈ પણ વાપરવાની વસ્તુઓ અવ્યવસ્થિત અગર

મેલી થવા ન પામે તે માટે કાળજી રાખવી. શરીરને સ્વચ્છ રાખ્યા સિવાય મન શુધ્ધ થતું નથી. માટે હંમેશાં ચોકખાઈ રાખવી. હરેક કામ સંભાળ પુર્વક નિયમિત પણાથી કરવું અને દરરોજ પ્રાતઃકાલ– સવારનાં પ્રહરમાં પરમઘન પરમાત્મા કે જેણે આપણને આ પવિત્ર મનુષ્ય જન્મ અર્પેલ છે તેનું શુધ્ધ મનથી સ્મરણ કરવું. એ નિત્ય કર્તવ્યને ચુકવું નહિં. ગરીબ શ્રીમંત કે ન્હાના મ્હોટા કોઇપણ હોય તેની સાથે ઉધ્ધતાઇથી, અગર હસતાં હસતાં કે હાથ પગના ચાળા કરતાં બોલવું નહિ પરંતુ સર્વ સાથે આદર માનથી બોલવું. શાળામાં હંમેશાં વિનયથી આવવું અને પ્રફુલિત મનથી અભ્યાસ કરવો. શિક્ષિકા બ્હેનની આજ્ઞામાં રહી તેમનું માન જાળવવું. અને તેમના તરફથી હંમેશાં ગૃહઉપયોગી વ્યવહારીક અને ધાર્મિક સુંદર શિક્ષણ ગૃહણ કરવું. વર્ગમાં પ્રત્યેક બાળા સાથે સંપીને ચાલવું શાળામાંથી ઘેર આવતાં રસ્તામાં આડી અવળી નજર કરવી કે થોભવું નહિ પરંતુ સામે માર્ગે ઘેર આવવું. ઘેર માતા વગેરેની આજ્ઞામાં રહી ગૃહકાર્યમાં બનતી મદદ કરવી અને પાકશાસ્ત્ર એટલે રસોઇ વગેરે બનાવવાનો અનુભવ લેવો. ભાઈ ભાન્ડુઓ સાથે લઢા લઢી ન કરતાં પરસ્પર મમતાથી વર્તવું. ઘેર નિવૃતનાં સમયમાં સારા સારા પુસ્તકો જેવાંકે સતિ સાવિત્રી, સીતાજી, સુકન્યા, અનુસયા, દ્રૌપદિ, દમયંતિ,

ગાર્ગી વગેરે મહાન સતિઓનાં ચરિત્રો સુચક ગ્રંથોનું વાંચન કરવું અને તેની સુંદર છાપ પોતાના હૃદય પર પાડવી. ઉપરાંત બની શકતા પ્રમાણમાં શીવણ, ગુંથણ ઇત્યાદિ કલાઓનો અનુભવ લેવો. આવી રીતનું વર્તન તમો જ્યારે તમારી આ બાલાવસ્થાથી કરશો ત્યારેજ તમો બીજી અવસ્થાઓમાં સુખાનંદ મેળવી શકશો. અભ્યાસ કરવાનું વય પૂર્ણ થતાં તમારા માબાપો તરફથી તમારૂં વેવિશાળ-સગપણ થશે અર્થાત યોગ્ય સ્થળે તમારા લગ્ન કરવામાં આવશે. લગ્ન થતાં તમારી આખી જીંદગી સાસરીઆમાં વ્યતિત કરવી પડશે. જેથી કુમારી અવસ્થામાં ઉપર્યુકત—ઉપર લખેલ પ્રમાણે તમારૂં વર્તન હશે ત્યારેજ તમે તમારા સાસરીઆ પક્ષમાં સર્વને પ્રિય થઈ પડશો. સાસરીઆમાં સર્વ સાથે હળીમળી રહેવું જોઈએ. તેમ સાસુ સસરાને પોતાના માબાપ તુલ્ય માનવા. વળી દિયર દેરાણી અને જેઠ જેઠાણી વગેરે સાથે યોગ્યતાથી વર્તવું. તેમ જેમની સાથે આપણી જીંદગીની ગાંઠ બંધાયેલ હોય એવા પતિ દેવને પરમેશ્વર તુલ્ય માની તેમની સદા શુધ્ધ મનથી સેવા કરવી અને આજ્ઞા પાળવી તેની રજા સિવાય કંઈ પણ સ્વેચ્છાથી વર્તન કરવું નહિ. પારકા પુરૂષ સાથે કોઈ પ્રસંગે પણ વાર્તાલાપ કરવો નહિ તેમ પોતાના પતિ સિવાયનાં કોઈ પણ પુરૂષને ભાઇ અને બાપ તુલ્ય માનવો. જેથી કરી સતિઓનું ‘ શિયળ ’ એવું

અત્યુત્તમ વ્રતનું પાલન થઇ શકે છે. અર્થાત બાલાવસ્થામાં સદ્ગુણો ધારણ કર્યા બાદ યુવાવસ્થા–પરણેતર અવસ્થામાં પતિવ્રત ધર્મનું સાંગોપાંગ રહસ્ય જાણી તદનુસાર વર્તન કર્યાથી આ સંસારમાં નાના પ્રકારનાં ઐહિક સુખો ભોગવી અંતે વિશ્વેશની કૃપાથી મોક્ષ સુખનાં અધિકારી થવાય છે જગતમાં કેવળ સદ્વર્તન ભરેલી સુકીર્તિજ કાયમ રહેછે. માટે હંમેશાં શુદ્ધ મનથી પ્રભુની ભકિત, સત્યતાથી પોતાનું વ્યવહારિક કર્તવ્ય, પતિ દેવ પ્રત્યે પ્રભુતુલ્ય નિષ્ઠા; વડિલોની સેવા, પોતાથી બનતું પરમાર્થિક કાર્ય, પતિવ્રતા ધર્મ, સત્યતા, સ્નેહાળ સ્વભાવ ઇત્યાદિ સદ્વર્તન ધારણ કરી પોતાની સુકિર્તિ અમર કરવી.* આવો સદ્બોધ જ્યારે તમો અત્યારથીજ અનુક્રમે લક્ષમાં લઇ તદ્અનુસાર વર્તન કરતી રહેશો ત્યારેજ ભવિષ્યમાં તમારા જીવનમાં કંઇ અનેરો ફેરફાર થતો જોવામાં આવશે અને તેવું જીવન તેજ ખરૂં ‘ આદર્શ જીવન ’ તરીકે મનાશે. અસ્તુ.

લખાણ વિસ્તૃત થઇ જવાના ભયથી અત્રેથીજ અટકતાં એક અગત્યની બાબત જણાવું છું કે આ સદ્બોધનું અનુ-

* સ્ત્રી ધર્મનું વિશેષ રહસ્ય જાણવા ઇચ્છનારી ભગિનીઓ એ મારૂં રચેલું ‘ શ્રી મહિલા ધર્મ શિક્ષક ’ નામનું પુસ્તક વાંચવું. જે વિશ્વ જ્યોતિ કાર્યાલય અડાજણ–સુરત. એ ઠેકાણેથી મળી શકશે.

કરણ કર્યા સાથે અત્રે કેટલાક વિવિધ પુસ્તકોમાંથી ચુંટી કાઢેલા સુંદર ગીતો આપેલા છે તે ગીતોનું પણ માત્ર વાંચન ન કરતાં તેનાં શબ્દે શબ્દ પર વિચાર કરી તદનુસાર વર્તન કરશો તો તમારૂં જીવન આદર્શવાદિ બનશે અને સાથે લખનારનો શ્રમ પણ સફળ થયેલો ગણાશે. *
ઇતિશુભમ્



* શાસ્ત્રકારોનાં વર્ગીકરણ સંસ્કાર મુજબ સ્ત્રીઓની 'બાલા, તરૂણી, પ્રૌઢા અને વૃદ્ધા.' એ મુખ્ય ચાર અવસ્થાઓ કહેલી છે પ્રત્યેક અવસ્થામાં ધાર્મિક, સામાજીક અને વ્યવહારિક દ્રષ્ટિએ સ્ત્રીઓનું શું શું કર્તવ્ય છે તત્સમ્બંધી એક વિસ્તૃત લખાણ ધર્મશાસ્ત્રોનાં સિધ્ધાંતો સહિત પુસ્તક રૂપે લખવાનો મારો મનોભાવ છે. પરંતુ તે પુસ્તક બહાર પાડવા માટે કોઇ ધર્મ જીજ્ઞાસુ પ્રકાશકની આવશ્યકતા છે તે પૂર્ણ થતાં તર્તમાંજ પુસ્તક લખવાનું કાર્ય શરૂ કરવામાં આવશે. પ્રભુ એ મહદેચ્છા સત્વર પૂર્ણ કરો. અસ્તુ. ' પ્રયોજક '

# પ્રભુ પ્રાર્થના.

## ॥ શ્રી રામચન્દ્રાષ્ટકમ્ ॥

( શીખરીણિ વૃત. )

### શ્રી ગણેશાય નમઃ

ચિદાકારો ધાતા પરમ સુખદઃ પાવન તનુ–
મુનીંદ્રૈર્યોગીંદ્રૈ ર્યતિપતિ સુરેંદ્રૈ હંનુમતા ॥
સદા સેવ્યઃ પૂર્ણો જનક તનયાંગઃ સુર ગુરૂ
રમાનાથો રામો રમતુ મમ ચિત્તે તુ સતતમ્ ॥ ૧ ॥
મુકુંદો ગોવિંદો જનક તનયા લાલિત પદઃ
પદં પ્રાપ્ત યસ્યાધમકુલા ભક્ત્યા ચાપિ શબરી ॥
ગિરાતીતો ગમ્યો વિમલધિષણૈ ર્વેદ વચસા
રમાનાથો રામો રમતુ મમ ચિત્તે તુ સતતમ્ ॥ ૨ ॥
ધરાધિશોઽધીશઃ સુરનરવરાણાં રઘુપતિઃ
કિરીટી કેયુરી કનક કપિશઃ શોભિત વપુઃ ॥
સમાસીનઃ પીઠે રવિશતનિભે શાંત મનસો
રમાનાથો રામો રમતુ મમ ચિત્તે તુ સતતમ્ ॥ ૩ ॥
વરેણ્યઃ શારણ્યઃ કપિ પતિ સખા ચાંત વિધુરો
લલાટે કાશ્મીરો રૂચિર ગતિ ભંગઃ શશિમુખઃ ॥
નરાકારો રામો યતિપતિનુતઃ સંસૃતિ હરો

રમાનાથો રામો રમતુ મમ ચિત્તે તુ સતતમ્ ॥ ૪ ॥
વિરૂપાક્ષઃ કાશ્યામુપદિશતિ યન્નામ શિવદં
સહસ્રં યન્નામ્નાં પઠતિ ગિરિજા પ્રત્યુષ સિવૈ ॥
કલૌ કે ગાયંતી શ્વરવિધિ મુખા યસ્ય ચરિતં
રમાનાથો રામો રમતુ મમ ચિત્તે તુ સતતમ્ ॥ ૫ ॥
પરો ધીરોઽધીરોઽસુર કુલ ભવ શ્ચસુર હરઃ
પરાત્મા સર્વજ્ઞો નરસુર ગણૈ ગીંત યશસઃ ॥
અહલ્યા શાપઘ્નઃ શરકર અજઃ કૌશીક સખા
રમનાથો રામો રમતુ મન ચિત્તે તુ સતતમ્ ॥ ૬ ॥
હૃષીકેશઃ શૌરિર્ધરણિધર શાયી મધુરિપુ–
રૂપેંદ્રો વૈકુંઠો ગજરિપુ હર સ્તુષ્ટ મનસઃ ॥
બલિં ધ્વંશી વીરો દશરથ સુતો નીતિ નિપુણો
રમાનાથો રામો રમતુ મમ ચિત્તે તુ સતતમ્ ॥ ૭ ॥
કવીઃ સૌમિત્રીડ્યઃ કપટમૃગ ઘાતી વનચરો
રણુશ્લાઘી દાન્તો ધરણી ભર હર્તા સુર તનુઃ ॥
અમાની માનજ્ઞો નિખિલ જન પૂજ્યો હૃદશયો
રમાનાથો રામો રમતુ મમ ચિત્તે તુ સતતમ્ ॥ ૮ ॥
ઇદં રામ સ્તોત્રં વરમ મરદાસેન રચીતમ્
ઉષઃકાલે ભક્ત્યા યદિ પઠતિ યો ભાવસહીતમ્ ॥
મનુષ્યઃ સ ક્ષીપ્રં જનિમૃતિ ભયં તાપ જનકં–
પરીત્યજ્ય શ્રેષ્ઠં રઘુપતિ પદં યાતિ શિવદમ્ ॥ ૯ ॥

 

# ગુર્વષ્ટકમ્



॥ શ્રી સદ્‌ગુરવે નમઃ ॥

શરીરં સુરૂપં તથા વા કલત્રં
યશશ્ચારૂ ચિત્રં ધનં મેરુ તુલ્યમ્ ।
મનશ્ચેન્ન લગ્નં ગુરો રંઘ્રિ પદ્મે
તતઃ કિં તતઃ કિં તતઃ કિં તતઃ કિમ્ ॥ ૧
કલત્રં ધનં પુત્ર પૌત્રાદિ સર્વં
ગૃહં બાંધવાઃ સર્વ મે તદ્ધિ જાતમ્ ।
ગુરોરંઘ્રિપદ્મે મનશ્ચેન્ન લગ્નં
તતઃ કિં તતઃ કિં તતઃ કિં તતઃ કિમ્ ॥ ૨
ષડંગાદિ વેદો મુખે શાસ્ત્ર વિદ્યા
કવિત્વાદિ ગદ્યં સુ પદ્યં કરોતિ ।
ગુરોરંઘ્રિપદ્મે મનશ્ચેન્ન લગ્નં
તતઃ કિં તતઃ કિં તતઃ કિં તતઃ કિમ્ ॥ ૩
વિદેશેષુ માન્યઃ સ્વદેશેષુ ધન્યઃ
સદાચારેવૃતેષુ મત્તો ન ચાન્યઃ ।
ગુરોરંઘ્રિપદ્મે મનશ્ચેન્ન લગ્નં
તતઃ કિં તતઃ કિં તતઃ કિં તતઃ કિમ્ ॥ ૪
ક્ષમા મંડલે ભૂપ ભૂપાલવૃંદૈઃ
સદા સેવિતં યસ્ય પાદારવિન્દમ્ ।
ગુરોરંઘ્રિપદ્મે મનશ્ચેન્ન લગ્નં

તતઃ કિં તતઃ કિં તતઃ કિં તતઃ કિમ્ ॥ ૫

યશો મે ગતં દિક્ષુ દાન પ્રતાપા—
જજગદ્વસ્તુ સર્વં કરે યત્પ્રસાદાત્ ।
ગુરોરંધ્રિપદ્મે મનશ્ચેન્ન લગ્નં
તતઃ કિં તતઃ કિં તતઃ કિં તતઃ કિમ્ ॥ ૬

ન ભોગે ન યોગે ન વા વાજી રાજૌ
ન કાન્તા સુખે નૈવ વિત્તેષુ ચિત્તમ્ ।
ગુરોરંધ્રિપદ્મે મનશ્ચેન્ન લગ્નં
તતઃ કિં તતઃ કિં તતઃ કિં તતઃ કિમ્ ॥ ૭

અરણ્યે ન વા સ્વસ્ય ગેહે ન કાર્યે
ન દેહે મનો વર્તતે મે ત્વનર્ધ્યે ।
ગુરોરંધ્રિપદ્મે મનશ્ચેન્ન લગ્નં
તતઃ કિં તતઃ કિં તતઃ કિં તતઃ કિમ્ ॥ ૮

અનર્ધ્યાણિ રત્નાનિ ભક્તાનિ સમ્યક્
સમાલિંગિતા કામિની યામિનીષુ ।
ગુરોરંધ્રિપદ્મે મનશ્ચેન્ન લગ્નં
તતઃ કિં તતઃ કિં તતઃ કિં તતઃ કિમ્ ॥ ૯

ગુરોરષ્ટકં યઃ પઠેત્પુણ્ય દેહી
યતિર્ભૂપતિ બ્રહ્મચારી ચ ગેહી ।
લભેદ્વાંચ્છિતાર્થં પદં બ્રહ્મ સંજ્ઞં
ગુરોરુક્ત વાકયે મનો યસ્ય લગ્નમ્ ॥ ૧૦

## બાળાઓને શીખામણનો ગરબો.

( રઘુપતિ રામ રૂદેમાં રહેજોરે. એ રાગ. )

શાણી સખી વાત રૂદેમાં લેજેરે—ટેક
સખી પડવે તે પીતાજી પ્રીતેરે, કીધો ઉપદેશ રૂડી રીતેરે,
ભણ વિદ્યા તું પુત્રી નીત્યે—શાણી સખી૦
તેથી સુખ પામીશ કહું સાચુંરે, માટે રૂડું હું તારૂં રાચુંરે,
કહ્યું માતે ન મુકયું કાચું—શાણી સખી૦
સખી બીજે તે બોધ મેં જાણ્યોરે, અતી અંતઃકરણમાં આણ્યોરે,
મન મધ્યે વીચારીને માણ્યો—શાણી સખી૦
સખી ત્રીજે તે તન મુજ હરખ્યુંરે, મુજ પીતાજીનું મન નિરખ્યુંરે,
પ્રીત આણી મેં પુરણ પરખ્યું—શાણી સખી૦
સખી ચોથે મેં વાત વીચારીરે, એક સ્લેટ હતી તે ઉતારીરે,
ભાવે ભણવું અંતરમાં ધારી—શાણી સખી૦
સખી પાંચમે કક્કો હું શીખીરે, કીધી તનથી મહેનત તીખીરે,
મારી પીતરણ બેન તો ધીખી—શાણી સખી૦
સખી છઠે પદો સહુ કીધારે, અ, આ, ઇ, ઇ, એ અક્ષર લીધારે,
સરવે કારજ મારા સીધાં—શાણી સખી૦
સખી સાતમે વાંચવા માંડયુંરે, ભાવે ભણતાં મુજને ભાવ્યુંરે,

ઘણા હેતથી મનમાં ધાર્યું—શાણી સખી૦
સખી આઠમે અકલ આવીરે, મારે મેળે હું લખીને લાવીરે,
ત્યારે પીતાજી ને મનભાવી—શાણી સખી૦
સખી નોમે તે વાર ન લાગીરે, ખોટો અક્ષર કેરી ભાંગીરે,
મારી મેળે પુસ્તક લીધું માગી—શાણી સખી૦
સખી દશમે તે દયા કીધીરે, આપી ચોપડી તે વાંચી દીધીરે,
સુણી ગાંડી મને હાલ કીધી—શાણી સખી૦
સખી એકાદશી ઉપવાસીરે, માંડયું ભણવા મટી ઉદાસીરે,
મને સહાય થયા અવીનાશી—શાણી સખી૦
સખી બારસે બહુ સુખ પામીરે, હું તો સઘળી હકીકત પામીરે,
કીધું હેત નહિં રહી ખામી—શાણી સખી૦
સખી તેરશે તન મુજ તાજુંરે, એક જીભે કહું છું ઝાઝુંરે,
સદા અંગ રહેશું હવે સાજું—શાણી સખી૦
સખી ચોદશે ચાતુરી આવીરે, ઘણા બોધની બુકો મંગાવીરે,
વાંચી સુણતાં પીતાજીને ભાવી—શાણી સખી૦
સખી પુનમ ચંદ્ર પ્રકાશેરે, શીખી લખતાં ભણતાં હુલાસેરે,
મારી સફળ થઇ સર્વ આશા—શાણી સખી૦
સખી પક્ષ અંધાર્યું આવ્યું રે, ભણી હું તે સર્વને ભાવ્યુંરે,
જ્ઞાન ધીરજ રામે, બતાવ્યું—શાણી સખી૦



# પતિવ્રતા સ્ત્રીનાં લક્ષણ.

( પુનમ ચાંદની પુરી ખીલી રહીરે–એ રાગ. )

બાઈઓ પતિવ્રતા તે નારી કેવી હોય છે રે,
વાંચો વર્ણન તેનું આપું નીચે આજ;
સરવે શીખામણના શબ્દો હૈયે રાખજો રે.— ટેક
શ્રાપ ન આપે કોઈને, બોલેના બદ વેણ;
કરે ન કોઇની ઠેકડી, હસી નચાવી નેણ.
મુખથી ચાવીને નવ બોલે કદીએ બોલનેરે;
મનથી જાણે એમાં ઘટવાનો છે તોલ—સરવે૦
સૈયરનાં ટોળાં કરી, નવ ગાએ એ ગીત;
નવલે છુટા રાસડા, સંભાળી નીજ હિત.
રોવા રડવાની વાત નથી એ જાણતી રે,
કુટયા પીટયાનું નવ લે કો દિ નામ—સરવે૦
સંતાપે નહી કોઇને, ધરી કદીપણ રીસ;
જપે જપાવે સર્વદા, સુખ દાતા જગદીશ.
જુઠું જીભડીએથી કદી એ બોલે નહિ રે;
ખારૂં ખાટું તીખું મોળું મુખથી વેણ—સરવે૦
નિજપતિ વિણ ન્યારે નહિ, ઉઘાડી ને આંખ,
ભૂપ – રૂપ – કોટી પતિ, જુવે ના કરી જાંખ.
ઘરમાં ખાવા પીવા સુવાનો તો સાથરો રે;

તદપી તરછોડે ના નીજ વૃત્તિને ટેક—સરવે
લટકાં ચટકાં ના કરે, ઠમકા મારે ઠેસ;
ના કાઢે દુતી તણા, પોષાકોથી વેશ.
લજ્જા પટકુળ અંગે એ સદા પહેરી ફરેરે,
સદ્ગુણ માને છે એ ઘરેણાંના ઘાટ—સરવે૦
છોરૂને બહુ સાચવે, ગણી પોતાના બાળ;
રૂઠાં જુઠાં પર કદી, આણે નહી મન કાળ.
રૂડા શીખામણનાં શબ્દોથી એ કેળવે રે;
જેથી સુખીયારા બહુ બાળક આગળ થાય—સરવે૦
દોરા ધાગાથી વસે, બહુ વેગળી આપ
મંત્ર જંત્ર મનથી ગણે, એ ખોટાં છે પાપ;.
વહેમો વશીકરણનાં મનમાં કંઈ નથી લાવતી રે,
સઘળુ સમજે એ છે ધુતારાનાં ઢંગ—સરવે૦
સત્ય શિયળને સાચવે, પડતાં દુઃખ અપાર;
ને દીયે છે દીનને, યથાશકિત અનુસાર.
એવા ગુણવાળી તે પતિવ્રતા શુદ્ધ નાર છે રે,
બીજી શંખણીઓનો ચોકખો છે અવતાર—સરવે૦
ત્રીભુવન સહુને કહે, એ મારો ઉદ્દેશ;
અવગુણ વાળી નારીઓ, ના ધરશો કોઇ દ્વેષ.
સાચું કહેવાની તો મનેજ મોટી ટેવ છે રે;
જેથા લખીયો છે મેં સારા મનનો ભાવ—સરવે૦

## સ્ત્રીઓનું ખરૂં શિક્ષણ શામાં છે ?

દોહા.

ખરૂં શિક્ષણ સ્ત્રીઓતણું જો ગૃહે સદા સદ્દગુણ,
ધીરજ, શાંતિ, દયા ધરી તજે બધા દુર્ગુણ.
સદાચરણમાં ચાલતાં સંપ સજે નિરધાર,
સાસુ—શ્વસુરનાં ચરણ સેવે નારી ગુણ ભંડાર.
પ્રાણનાથને પ્રભુ ગણી રહે આજ્ઞા મ્હાંય,
સત્ય વચન શુભ ટેકથી સદૈવ પતિ પદ સ્હાય.
પતિવ્રતા વૃત આચરે અન્ય ન જાણે સાર,
શિક્ષણ એ સન્નારીનું 'હરિ' સુધરે તો સંસાર.

## સન્નારી—ભૂષણ.

( ઓધવજી સંદેશો......એ રાગ. )

બ્હેની! સદાય મ્હોટું મનડું રાખીયે,
કહે કોઈ કંઇ તો ના વદિએ વેણજો !
મર્યાદા મ્હોટાંની જાળવવી સદા,
ના સ્હામું મ્હોટાંની થવાય જો !
એમાં ભૂષણ સન્નારીનું છે રહ્યું. ૧

સાસુ સસરાની સેવા કરીએ સદા,
લઇએ ઘરડાંના શુભ આશીર્વાદ જો !
પતિ એજ પરમાત્મા પ્રમદાએ ગણી,
કરવી તેની બ્હેન ! અહોનિશ સેવ જો ! —એમાં૦ ૨
બ્હેની ! સાસરીએ માથે ઠીક ઓઢીએ,
મ્હોટેથી તાણી ના વદિએ વેણ જો !
વિનોદ—ગોષ્ટી પરજનની સાથે કદિ,
કરીયે ના બ્હેની એમાં છે દોષ જો ! —એમાં૦ ૩
'આળસ છે દળદર' બ્હેની એ કાઢીએ,
કરવું હોંસે સઘળું ઘરનું કામ જો !
કામ થકી ના અકળાઇએ બ્હેની કદિ,
કરવી તેની બ્હેન ! અહોનિશ સેવ જો ! —એમાં૦ ૪
નિંદા કુથલી અન્યતણી કરવી નહિ,
ના કે'વા કડવા કોને કદિ બોલ જો !
જ્ઞાન મળે એવાં પુસ્તક નવરાસમાં,
સુધારવો વાંચીને નીજ સંસાર જો ! —એમાં૦ ૫
મોજ શોખ મેલી રહીએ સાદાઇમાં,
વસ્ત્રાભૂષણ કાજ ન દમીએ નાથ જો !
મળી ઝુંપડી ગણવી નૃપતિ—મ્હેલ શી,
સુકો રોટલો સ્વામીનો પકવાન જો ! —એમાં૦ ૬

## ગરબો.

(પુનમચાંદની ખીલી......એ રાગ.)

બહેનો પતિવ્રતા નીજ ધર્મ તમે સ્વીકારજોરે,
રહેતાં પતિ સેવામાં હાજર દિન ને રાત;
પામો મુક્તિ પદને સુખ ઘણું સંસારમાંરે.—ટેક

સત્ય વચન સૌ બોલજો, નીજ પતિની સંગાત;
સાસુ સસરા સર્વને, સાચી કહેજો વાત.
રાખી નમ્રતા ને માન થકી બોલાવજોરે,
વર્તી સદ્‌ગુણથી રાખો સૌને પ્રસન્ન —પામો૦

નેત્ર નેહ નવ રાખશો, પર પુરૂષની સાથ;
પિતા પુત્ર ગણી તેહને, બોલો સૌ સંગાથ.
ઠઠ્ઠા મશ્કરી કરીને બહુ નવ બોલવુંરે,
વળી એકાન્તે નવ કરવો ગુપ્ત વિચાર —પામો૦

દાગીના નવ પેખવા, નિત જોવું પતિ મુખ,
સદ્‌ગુણમાં રહેજો તમે, અક્ષય પામો સુખ.
લઢવું વઢવું ને ગુસ્સામાં કદી નવ બેસવુંરે,
રહેવું સંતોષે જે આપ્યું છે જગદીશ —પામો૦

પતિ પ્રકૃતિ હોયજો, અગ્નિ કેરી જાળ,
સંતોષે બુજાવશો, સામો નાવે કાળ.

હરવું ફરવું ને સુખેથી દીન ગુજારવા રે,
તેથી થાશે સહુ કુળનું કલ્યાણ —પામો૦
ધન સંપત્તિ પામશો, પટકુળ જુદા રંગ,
સર્વ કૌકટ જાણજો, ઘરનાં સદ્‌ગુણ સંગ.
મળશે પરમેશ્વર આપે મુક્તિ કુળ સાતમાં રે,
કહે લક્ષ્મણ ગણપત હેતે ધરી મન હોંશ. —પામો૦

## સુંદરીઓને સંબોધન.



(ઓધવજી સંદેશો........એ રાગ.)

શાણી સુંદરી શીખ આ સરવે સાંભળો,
એથી વધશે સાસરીઆમાં તોલ જો !
પિયુને નક્કી પરમાત્મા સમોવડ લેખજો,
સાસુ શ્વસુરના પડતા ઝીલો બોલ જો !
શાણી સુંદરી શિખ આ સરવે સાંભળો. ૧

નણદીને નીજની બ્હેની સમ માનીએ,
દિયરને બોલાવો મધુરે વેણ જો !
ગૃહિણી ગૃહને યોગ્ય રીતે દીપાવજો,
કદીના થાશો કામીનીયો દુ:ખ દેણ જો ! —શાણી૦ ૨

કોમળ મનનાં બાળકોને બહુ; કેળવો,
નીતિ મંત્રો શીખવો આણી નેહ જો !
સદ્‌વર્તનની છાપ સુ હૃદયે છાપવી,
સાર્થક થાય જેથી ધરીઓ દેહ જો ! --શાણી૦ ૩

ઉભય કુળ અજવાળો અબળા એ રીતે,
આર્ય સતિની ધરીને રીતિ ધ્યાન જો !
ઐહિક સુખ સંપતને ભોગવો એ થકી,
અંતે પામો અવિચળ ઉજવળ સ્થાન જો ! —શાણી૦ ૪

## વિનંતિ.

( વૈદરભી વનમાં વલવલે.......એ રાહ. )

બ્હેનો વિનંતી છે મુજ તણી લેજો વાત વિચાર,
અંતરમાંહી ઉતારજો પામો સુખ અપાર.—બ્હેનો૦

સરલ સ્વભાવે રે'વું સદા વળી ચિત્ત રાખો શાંત,
દુઃખ કારક વેણુ ન ઉચરો તોડો મનની સૌ બ્રાંત.—બ્હેનો૦

પતિ વચન ગૃહણ કરો થઈ તમે સાવધાન,
તન મન ધને સુખ અર્પીયું માનો તેનો ઉપકાર.—બ્હેનો૦

સંપ સગામાંહી રાખીને ધરજો નીતિનો પંથ,
હોંશ હૃદયે આણી કરી કરો જે કહે નીજ કંથ—બ્હેનો૦

મેળવો કંથ તણી કૃપા રાખી સરલ સ્વભાવ,
આપ્તજનોમાં હેતે કરી મળશે રૂડાં સન્માન—બ્હેનો૦
સ્વસુર ગૃહે સંપી ચાલીએ પિયરયું ન વિસાર,
ઉભય સ્થળે યશ મેળાવો થાય પરમ કલ્યાણ,—બ્હેનો૦
ટુંક વિનંતિ એ માહરી ગુણી ગૃહણ કરનાર,
અખંડ સુખો તે ભોગવે 'હરિ' માનો નિરધાર—બ્હેનો૦

## આર્ય નારી.



અનુપમ આર્ય ભૂમિની નાર, બનાવે સ્વર્ગ સમો સંસાર.
સ્વસુર પક્ષનાં સર્વ કુંટુંબી સ્વજન સમાં ગણનાર,
સહનશિલ થઇ સુશિલ વનિતા સહુને વશ કરનાર—અનુપમ
પતિ ગણી પરમેશ્વર પુજે વિવિધ કલા ધરનાર,
સ્નેહ સુધા વરસાવે વિશ્વે પતિવ્રત અનુસરનાર—અનુપમ
સંતતિમાં વાત્સલ્ય સ્નેહથી મધુરા રસ ભરનાર,
જ્ઞાન દાન ને યુદ્ધ વિશારદ વીરનરને સરજનહાર—અનુપમ
ગરીબ તવંગર સર્વ જનોથી રાખે સમ સહકાર,
સમાજના આદર્શ સુત્રને હરદમ અનુસરનાર—અનુપમ

સમાપ્ત.

# શું બોલવું ?

પદ ( સાધજે, સાધજે તું સત્ય સાધન સાધજે. એ લય. )

બોલવું, બોલવું હિતકર સદાએ બોલવું,
પ્રિયકર સદાએ બોલવું, શુભ સત્ય મદ સઉ બોલવું—બોલવું
જે વાણીથી કોઇના અંતર થાતો ખેદ,
જે વાણીથી કોઇને ઉપજે છે નિર્વેદ,
તેવું વચન નહિ બોલવું, મુખ વદતાં તેવું ન બોલવું—બોલવું
અંતરથી જે વાણીએ વધતા રાગને દ્વેષ,
તે વાણી અટકાવવા રાખો સ્મરણ હંમેશ.
ગુણ ગ્રાહી એવું બોલવું, ના અશુભ કદિ મુખ તોલવું—બોલવું
પ્રાપ્ત ધનિક ધન હોય તે રાખે ગુપ્ત આવાસ,
ધનથી પણ તમ અધીક છે વાણી જાણો ખાસ.
મીઠું મધુરૂં બોલવું, વળી જરૂર પુરતું બોલવું—બોલવું
જે વાણીથી અન્યને ઉપજે ઉર ઉત્સાહ,
પ્રત્યનમાં બળ પ્રેરતી ટાળી મનનો દાહ.
એવું વચન મુખ બોલવું, ના કોઇને પણ ટોળવું—બોલવું
અંતરમાં બળ ના વધે કરતા વાણી વ્યાપાર,
મુક થઈ ઘડી બે ઘડી રોધો બળને સાર.
એ બળ અનુભવે વાળવું, આચાર માંહિ ઉતારવું—બોલવું